


ગાંડીવ બાલોદ્યાનમાળા

પુષ્પ બીજું



ગાંડીવ.

ગાંડીવ બાલોદ્યાનમાલા-પુષ્પ બીજું.

# બકુલ.

( રસમય બાલકથાઓ )

ગાંડીવ
સાહિત્ય મંદિર.
૧૮૦-ડુબાપીઠ
સુરત.

ગાંડીવ બાલોદ્યાનમાળા.

પુષ્પ ૧ લુ

# ટોલ્સ્ટોયની ૩ વાતો

( કીંમત ૦-૪-૦ પાચ આનાની ટીકીટ બીડવી. )






મા છાપી, ગાંડીવ સાહિત્ય મંદિરમાંથી
નટવરલાલ વીમાવાળાએ પ્રગટ કર્યુ

પ્રથમાવૃત્તિ ૧૦૦૦

૦-૬-૦

૧૯૨૫ ૧૯૮૧

ચિ૦ ........ .. .. ને

# ઉપહાર

વ્હાલ અને આશિષ સાથે

_______________ તરફથી.

## આ વાતો—

આ સગ્રહ બાલકોને ચરણે રજુ કરતા ઝાઝુ કશુ કહેવાનુ નથી. એમાની વાતો સુદરી સુબોધ, બાળમિત્ર, વગેરે માસિકોમાથી લીધેલી છે એક વાત 'ગુજરાતી પચ' ના એક દિવાળી અકમાથી પણ લીધેલી છે તેમા સ્વ ભોગીન્દ્રરાવ દિવેટીઆ, રા ઝવેરચદ મેઘાણી જેવા જાણીતા લેખકોની તેમજ બીજાઓની પણ છે દરેક વાર્તામા, શબ્દોના, વાકયોના, તેમજ રચનાઓના કેટલાક સુધારાઓ તેમજ ફેરફારો અમારે કરવા પડયા છે તે દરગુજર કરવાની વિનતિ સાથે અમે એ સૌ લેખકોનો ઉપકાર માનીએ છીએ

આશા છે કે આ સગ્રહ પ્રજાપ્રિય થશેજ

નટવરલાલ વીમાવાળા.

## બાલ સાહિત્ય.

| | |
|---|---|
| બાલવિહાર | ૧-૧૨-૦ |
| ટોલ્સ્ટોયની ૩ વાતો | ૦- ૪-૦ |
| મૂરખરાજ | ૦- ૮-૦ |
| બકુલ | |

### હવે પછી

| | |
|---|---|
| બાળવિહાર | ભાગ ૨-૩-૪ |
| રામકૃષ્ણની વાતો | |

વગેરે

# ધોકો.

(૧)

વડોદરામા પહેલા એક દરજી રહેતો હતો તેને ત્રણ દીકરા હતા તેમણે એક બકરી પાળી હતી, તે દરરોજ તેઓને દૂધ પૂરૂ પાડતી દરજી દરરોજ તેને ચરવા લઈ જતો જ્યારે તે ઘરડો થયો, ત્યારે તેને બદલે તેના દીકરાઓ બકરીને ચારવા લઇ જવા લાગ્યા એક દિવસ મોટા દીકરા ચીમનનો વારો આવ્યો તે તેને ચારવાને વાડીમા લઇ ગયો ત્યા પુષ્કળ લીલોતરી પથરાયેલી હતી સાજ સુધી બકરી તે ચરી પછી ઘેર જવાનો વખત થયો એટલે તેણે બકરીને પૂછ્યુ –" અલી બકરી, તે પૂરૂ ખાધુ છે ને ?"

બકરીએ જવાબ આપ્યો "મે પૂરેપૂરૂ ખાધુ છે, હવે એક પણ પાદડુ ખાઇ શકુ એમ નથી"

"ચાલો ત્યારે ઘેર," છોકરાએ કહ્યુ, બકરીને ઘેર પાછી લઇ જઇને તેણે ખીલે બાધી અને પોતાના બાપ પાસે જઇ બેઠો.

"વારૂ દીકરા," દરજીએ પૂછ્યુ "બકરીએ ખૂબ ખાધુ છે ને?"

"હા, તેણે પેટ ભરીને ખાધુ છે હવે એક પણ પાદડુ વધારે ખાઈ શકે એમ નથી"

પણ તેના પિતાને ખાત્રી ન થઇ તેણે તબેલામા જઇને બકરીને પૂછ્યુ "અલી બકરી, તે બરાબર ખાધુ તો છે ને?"

બકરીએ જવાબ દીધો "મારી ભૂખ મટી નથી, ચરવાની જગ્યા થોડી હતી અને ઘાસ મળે નહિ તેથી મને એક પાદડુ પણ જડયુ નથી."

દરજી બહુ ગુસ્સે થયો

"આ હુ શું સાભળુ છુ?" તેણે એકદમ એક ઘાટો પાડયો મેડી પર જઇને દીકરાને કહ્યુ "અલ્યા લુચ્ચા! શા માટે મને કહ્યુ કે બકરીએ પૂરતુ ખાધુ છે? અરે તે તો બિચારી ભૂખે મરે છે!" તેણે એકદમ ગુસ્સાથી પોતાનો ગજ ચીમન તરફ ફેકયો અને પછી તેને ઘર બહાર કાઢી મૂકયો

બીજે દિવસે વચલા છોકરા મગનનો વારો હતો તે તેને પાસેના બગીચામા લઈ ગયો ત્યા નાના કુમળા છોડ હતા બકરી સવારથી સાજ સુધી ચરી ઘેર લઇ જતા પહેલા મગને પૂછયુ "અલી બકરી, તે પૂરતુ ખાધુ છે ને?' ત્યારે બકરીએ જવાબ આપ્યો "મે પૂરૂ ખાધુ

છે, હવે એક પણ પાદડુ મારાથી ખવાય એમ નથી ”

“ ચાલો ત્યારે ઘેર,” મગને કહ્યુ તે બકરીને ઘેર લઇ ગયો, અને પોતાના બાપ પાસે જઇ બેઠો

“ વારૂ ! દીકરા, બકરીએ નિરાતે ખાધુ છે ને ?” દરજીએ પૂછ્યુ

“હા, બાપા, એણે પેટ ભરીને ખાધુ છે અને એક પણ પાદડુ વધારે ખાઈ શકે એમ નથી ” દીકરાએ જવાબ દીધો પણ આથી તેના બાપને સતોષ થયો નહિ તેણે તબેલામા જઇને બકરીને પૂછ્યુ “ અરી બકરી, તે પૂરેપૂરૂ ખાધુ છે ને ?” બકરીએ કહ્યુ “મારી ભૂખ મટી નથી જગ્યા થોડી હતી, ઘાસ મળે નહિ, અને એક પણ પાદડુ જડયુ નથી ”

“કેવો હરામખોર છોકરો ?” દરજીએ બૂમ પાડીને કહ્યુ “ આવા ગરીબડા પ્રાણીને ભૂખે મારે છે ? ” મગન પર ગજ ફેકયો તથા તેને ઘર બહાર કાઢી મૂકયો

હવે સૌથી નાના છોકરા નાનુનો વારો આવ્યો તે બકરીને પડખેના વાડામા લઇ ગયો ત્યા પાદડા, ફળ, ફૂલ વગેરે હતા બકરી સવારથી સાજ સુધી ચરી સાજરે ઘેર જતાં પહેલા પૂછ્યુ “ બકરી, તે પેટ ભરીને ખાધુ છે ને ?”

ત્યારે બકરીએ જવાબ દીધો “મે મોજથી ખાધુ છે, ને હવે એક પણ પાદડુ ખાઇ શકુ એમ નથી ”

“ ચાલો ત્યારે ઘેર, ” નાનુએ બકરીને લઇ જઇ

બાંધી, અને બાપ પાસે જઇને બેઠો

"વારૂ ! દીકરા, બકરીએ પેટ ભરી ખાધુ છે ?" દરજીએ પૂછ્યુ

"હા, તેણે પુષ્કળ ખાધુ છે, એક પાદડુ વધારે ખાઈ શકે એમ નથી" દીકરાએ જવાબ આપ્યો પણ દરજીને તેના કહેના ઉપર વિશ્વાસ ન આવ્યો તેણે ખીલે જઈને પૂછ્યુ, "અલી બકરી, તે પૂરતુ ખાધુ છે ને ?" ત્યારે બકરીએ કહ્યુ "મારી ભૂખ મટી નથી. જગ્યા થોડી હતી ઘાસ નહોતુ મને એક પાદડુ પણ જડયુ નથી"

"અરેરે ! આ છોકરાઓ કેટલા બધા ખોટાબોલા !" દરજી પોકારી ઉઠયો "એક બીજાનુ માથુ ભાગે એવા ડાહ્યા છે ! પણ હવે હુ વધારે વાર સાખી શકુ એમ નથી" અને ક્રોધથી માળ ઉપર જઈ, તેણે પોતાના દીકરાને ખૂબ માર્યો અને તેને ઘર બહાર કાઢી મૂકયો

( ૨ )

હવે દરજી એકલોજ રહ્યો બીજે દિવસે જાતે તબેલામા ગયો અને બકરીને કહ્યુ "ચાલ, બકરી ચાલ ચરવા આજે તને હુ જાતે લઈ જઇશ" પછી તેને સારી લીલોતરી વાળી જગ્યામા લઈ ગયો સાજરે તેને પૂછ્યુ, "અલી બકરી, તે ખૂબ ખાધુ છે ને ?"

"મે ઘણુ જ ખાધુ છે અને હવે એક પણ પાદડુ વધારે ખાઇ શકુ એમ નથી" બકરીએ જવાબ દીધો

" ચાલ ત્યારે ઘેર, " એમ કહી ઘેર જઇ તબેલામા બાધીને પાછા જતી વખતે દરજીએ પૂછ્યુ " અલી બકરી, તે સતોષથી ખાધુ તો છે ને ? " ત્યારે બકરીએ જવાબ દીધો " મારી ભૂખ મટી નથી, જગ્યા થોડી અને ઘાસ મળે નહિ, મને જરા પણુ ખાવા મળ્યુ નથી "

દરજી આશ્ચર્ય પામ્યો અને સ્તબ્ધજ બની ગયો હવે તેને માલમ પડયુ કે આ બકરી તો લુચ્ચી છે પોતાના દીકરા તરફ ક્રૂર થયો તેને માટે તેને પશ્ચાત્તાપ થયો તે બૂમ પાડી ઉઠયો, " ઉભી રહે, લુચ્ચી બકરી, હુ તને બહાર કાઢી મૂકીશ એટલુજ નહિ, પણ એવી શિક્ષા કરીશ કે તેથી તને કોઇ રાખશેજ નહિ " આમ કહીને તેણે છરો લીધો અને તેનુ માથુ બોડી નાખી, સીધુ સપાટ કરી નાખ્યુ ! અને પછી ચાબૂક વતી ખૂબ મારી, અને ત્યાર પછી ગજ વતી ખૂબ ઠોસા માર્યા તથા બે પગ પકડી હવામા ઉછાળી બકરી પણુ માડમાડ તેની પાસેથી જીવતી નાસી છુટી

હવે દરજી એકલો રહ્યો અને દુખી થયો તે પોતાના દીકરા ઘેર પાછા આવે તો સારૂં એમ ઇચ્છવા લાગ્યો

( ૩ )

મોટો દીકરો ચીમન એક સુતારને ઘેર જઇ રહ્યો હતો, ત્યા તે સારી રીતે કામ શીખવા લાગ્યો અને પોતાના શેઠને તેણે ઘણો સતોષ આપ્યો આખરે જ્યારે તેને મુસાફરીએ જવાનુ મન થયુ, ત્યારે તેના શેઠે તેને એક ટેબલ (મેજ)

બક્ષીસ કર્યું. ટેબલ સાધારણ લાકડાનુ હતુ, અને બીજા ટેબલની માફક દેખાતુ હતુ, પણ તેમાં એક અદ્ભુત ગુણ હતો જો કોઇ તેના ઉપર બેસીને કહે કે "ટેબલ! ખાવાનુ આપ" તો તરત જ ટેબલ ઉપર દૂધપાક, પુરી, ભજીયા, શાક વગેરે જે જોઇએ તે તૈયાર થઇ આવતુ

ચીમને વિચાર્યુ કે મારે હવે કમાવાની જરૂર નહિ પડે તેથી તે ઘેર પાછો જવાને નીકળી પડયો કારણ કે તેને ખાત્રી હતી કે જો હવે હુ ઘેર જઇશ તો મારા બાપ મને કાઢી મૂકશે નહિ રસ્તામા તે ધર્મશાળામા ઉતર્યો અને તેના માલીકને કહ્યુ "અલ્યા, આજે હુ તારા બધા મેમાનોને જમવાનુ પૂરૂ પાડીશ" પછી બપોરે બધા જમવા આવ્યા, ત્યારે તેણે ટેબલ ગોઠવીને કહ્યુ "ટેબલ, જમવાનુ લાવ" તરતજ ત્યા જાતજાતના પકવાન્ન વગેરે દેખાયા પછી ખાવાની લુટાલુટ ચાલી, પણ કાઇ ખુટે તેમ નહોતુ તેથી દરેક જણાએ પેટ ભરી ખાધુ આ દેખાવ તે ધર્મશાળાનો માલીક એક ખુણામા ઉભો ઉભો જોતો હતો તેણે વિચાર્યુ કે આ ટેબલ મારી પાસે હોય તો કેવુ સારૂ ? તેથી બપોરે બધા બહાર ગયા અને ચીમન કાઇ કામ સારૂ ગામમા ગયો કે તરતજ તેણે બીજુ ટેબલ મૂકી તે ટેબલ લઇ લીધુ ચીમન બહારથી આવી ભાડુ આપી ચાલતો થયો પણ તેણે ટેબલ બરાબર જોયુ નહિ. તે સાજે ઘેર પહોચ્યો અને

બાપ કને જઇ પગે પડયો "દીકરા" પિતાએ પૂછયુ "તુ શુ કમાયો ?" ચીમને જવાબ દીધો, "હુ એક ટેબલ લાવ્યો છુ પણ બાપા, એ તો કલ્પવૃક્ષ જેવુ છે જુઓ, હુ તેના આગળ બેસી કહુ કે ટેબલ, જમવાનુ પાથર, કે એકદમ જાતજાતના મિષ્ટાન્ન તથા ખાવાના દેખાશે તમે જઇને મ્હેમાનોને નોતરો" જ્યારે બધા મેમાનો આવ્યા, ત્યારે તેણે ટેબલને કહ્યુ "ટેબલ, જમવાનુ પાથર" પણ કાંઇ દેખાયુ નહિ ! તેથી તે ઘણો ઝખવાણો પડયો અને બધા મ્હેમાનોને ભુખ્યા પાછા પોતાને ઘેર જવુ પડયુ અને દરજી તો દરજી જ રહ્યો

(૪)

મગન મીલમા જઇ રહ્યો ત્યા પણ તેણે કામથી પોતાના શેઠને બહુ ખુશી કર્યો જ્યારે તેને ઘેર જવાનુ મન થયુ ત્યારે શેઠે તેને એક ગધેડો આપ્યો અને કહ્યુ કે જ્યારે તુ આ ગધેડા નીચે લુગડુ પાથરીશ અને કહીશ –"સોનૈયા," કે તરત જ ગધેડાના મ્હોમાથી સોનાની મહોરનો ઢગલો પડશે–જાઓ, સુખી થાઓ"

મગન ચાલતો થયો અને રાત પડી ત્યારે પેલી આગળ જણાવેલી ધર્મશાળામાં જ ઉતર્યો ત્યા રાત રહ્યો પહેલેથી જ તેણે ધર્મશાળાવાળાને થોડીક ગીનીઓ આપી જેથી તેને બહુ આશ્ચર્ય લાગ્યુ પણ કોઈ ચીજ વેચાતી લેવા માટે પેલા છોકરાએ પોતાના ગજવામા હાથ નાખ્યો

તો એક પણ ગીની ન મળે, તેથી ઓરડામા ગધેડાને લઇ જઇ બારણુ વાસ્યુ અને તેની નીચે લુગડુ પાથરીને "સોનૈયા" કહ્યુ કે તરતજ સોનાના સિક્કાનો ઢગલો થયો આ બધુ તે ધર્મશાળાના માલીકે જોયુ, તેથી તેને રહેવાનો ખૂબ આગ્રહ કર્યો બપોર સુધી તે ત્યા રહ્યો તે વખતમા તે માલીકે ગધેડો બદલી લીધો બપોરે તે ચાલ્યો અને ઘેર પહોચ્યો દરજીએ તેને આવકાર આપ્યો અને પૂછ્યુ, "દીકરા, શુ લાવ્યો ?"

"આ ગધેડો" તેણે જવાબ દીધો

"અરે, આ ગામમા ગધેડા તો ઘણાય છે તે શા માટે લાવ્યો?" મગને ગધેડાની નીચે લુગડુ પાથરી કહ્યુ "સોનૈયા!" પણ એકપણ સોનૈયો દેખાયો નહિ તેથી તે ઝખવાણો પડી ગયો અને દરજી તે દરજી જ રહ્યો!

ત્રીજો દીકરો નાનુ સઘાડીયાને ત્યા જઇ રહ્યો હતો ત્યા તેણે બહુજ હુશિયારી તથા બહાદુરી બતાવી અને તેથી તેના બે ભાઇઓ કરતા વધારે વખત રહ્યો તેણે પોતાના બને ભાઇઓની હકીકત સાભળી હતી અને જાણ્યુ કે તે બન્ને દુખી અવસ્થામા છે વળી તે બન્નેને કેવી રીતે લુટી લેવામા આવ્યા હતા અને લુટારો તે ધર્મશાળાનો માલીક હતો, એ પણ તેના જાણવામા આવ્યુ હતુ

જ્યારે તેને ઘેર પાછા જવાનો વખત આવ્યો, ત્યારે તેના શેઠે તેને એક લાબી કોથળી આપી. કોથળીમાં એક

ધોકો હતો

તેના શેઠ કહ્યુ "હુ હવે તને બરાબર સમજાવુ જો કોઇ તને મારે, દુખી કરે, અપમાન કરે, કે કઈ પણ નુકસાન કરે કે તરત જ કહેવુ કે "ધોકા, બહાર!" આટલુ જ બોલતાની સાથે એકદમ તેની અંદરનો ધોકો નીકળી તે માણસને મારશે પછી જ્યારે તારી ઇચ્છા ખેચી લેવાની થાય કે તરતજ "ધોકા, અદર!" કહેવુ એટલે તે પાછો કોથળીની અદર પેસી જશે"

નાનુએ શેઠનો આભાર માન્યો અને ખભા ઉપર તે ઉપાડીને ચાલતો થયો પછી પેલી આગળવાળી ધર્મશાળામાજ ગયો ત્યા ઉતારો કરી તેના માલીકને થોડા પૈસા આપી ત્યા રાત રહેવા વિચાર કર્યો જમીને એ સૂતો, એટલે શેઠે વિચાર કર્યો કે આ કોથળી સોનારૂપાથી ભરેલી હોવી જોઇએ તેથી જેવો તે છોકરો સૂતો કે તરતજ ત્યા આવી શેઠ પેલી કોથળી લેવા લાગ્યો પણ નાનુ ઉઘતો નહોતો તે તો વાટ જોઇને જ બેઠો હતો તેણે તરત જ કહ્યુ, "ધોકા, બહાર!" તરત જ ધોકો બહાર નીકળી શેઠને મારવા લાગ્યો નાનુએ તેને ખૂબ ધમકાવ્યો અને પોતાના ભાઇઓને છેતર્યાનુ તેની પાસે કબુલ કરાવ્યુ આખરે માલીકે કટાળી જઇને કહ્યુ કે આ ધોકાને ખેચી લે તો હુ તને ટેબલ અને ગધેડો પાછા આપુ આથી આનદમા આવી જઇને નાનુ બોલ્યો "ધોકા, અદર!" તે

સાભળીને ધોકો કોથળીની અદર આવી બેસી ગયો પછી ગધેડો, ટેબલ અને કોથળી લઇ, પોતાના બાપને ત્યા જઇને નાનુ તેને પગે લાગ્યો બાપે તેને આવકાર આપ્યો અને પૂછ્યુ "કેમ શુ કમાયો ?"

"જાદુઈ ગધેડુ, અજબ ટેબલ અને તે ઉપરાત એક કોથળી!–મારા બન્ને ભાઇઓને બોલાવો અને કુટુમ્બીઓને તેડો, કારણ કે તેમને મારે જમણ તથા સોનૈયા આપવાના છે" નાનુએ જવાબ દીધો

તરતજ બને ભાઈ અને મેમાનો આવ્યા મોટા ભાઈને ટેબલ આપી કહ્યુ કે તમારૂ કામ ચલાવો પછી મોટા ભાઇએ ટેબલ આગળ બેસી કહ્યુ "ટેબલ, જમવાનુ પાથર" તરતજ ટેબલ ઉપર દુધપાક પુરી વગેરે પીરસાયેલા નજરે પડયા સૌ પેટ ભરીને જમ્યા પછી વચલા ભાઇને બોલાવી કહ્યુ "લ્યો આ ગધેડા ને તમારૂ કામ ચલાવો" તરતજ તેણે આવી લુગડુ તેની નીચે પાથરીને કહ્યુ "સોનૈયા" કે તરતજ લુગડા ઉપર સોનૈયાનો ઢગલો દેખાયો સૌએ જેટલા લેવાયા તેટલા લીધા પછી દરજી અને તેના દીકરાઓ સુખેથી રહેવા લાગ્યા

( ૬ )

પેલી બકરીનુ શુ બન્યુ તે હવે જોઇએ તેનુ માથુ બોડેલુ હતુ તેથી તે બહુ શરમાઈ અને દોડી જઇ શિયાળિયાની ગુફામા ભરાઈ ગઇ જ્યારે શિયાળ આવ્યુ ત્યારે તેની

બે આંખો ચળકતી જોઇને બ્હીને ભાગી ગયુ રસ્તામા એક વરૂ મળ્યુ અને બન્ને જણા પાછા ગયા, પણ જેવા ત્યા પહોચ્યા કે તરતજ તેઓ બન્ને સાથે પણ બીધા અને નાસી છુટયા રસ્તામા વરૂને એક મધમાખ મળી વરૂએ તેની મદદ માટે વિનતિ કરી એટલે મધમાખ જઈને બકરીના માથા ઉપર બેઠી અને તેને ખૂબ ચટકા ભર્યાં, તેથી તે બે બે કરવા લાગી આથી શિયાળે અને વરૂએ તેને ઓળખી લીધી અને ફાડી ખાધી

આ પ્રમાણે જૂઠી બકરીનો અત આવ્યો !



# સમડીનો માળો

સવિતા અને દિનકર એ બે નાના કુમળી વયનાં ભાઈ બ્હેન હતા તેમના પિતાશ્રી ક્ષયની બિમારીથી પીડાતા હતા દાક્તર સાહેબ તેમને હવાફેર માટે માથેરાન, મહાબલેશ્વર કે એવી હવા ખાવાની જગાએ જવાની સલાહ આપતા હતા, પરતુ મધ્યમ સ્થિતિનુ કુટુબ મહા મહેનતે ઉદર પોષણ કરતુ હતુ, તેમા વળી મદવાડે રોજી બધ કરી હતી અને અસહ્ય મોઘવારી, એટલે મનની અભિલાષા પૂરી થવાનો સભવ ન હતો માતુશ્રી ચિતાતુર રહેતા હતા પિતાજીને પણ નિરાશા હતી

આની અસર આ બે ભાઈબ્હેન પર પણ થઇ તેમણે બાળબુદ્ધિથી આના ઉપાયની શોધખોળ કરવા માડી એક વખત તેમની વચ્ચે નીચે પ્રમાણે વાતચિત થઈ

દિનકર—કેમ સવિતા, આપણે કોઈ રીતે પૈસા મેળવીએ તો કેવુ સારૂ ? તને પૈસાદાર થવુ ગમે છે?

સવિતા—હા ભાઇ, પરતુ મોજમજા ભોગવવા માટે

નહિ બાપુજીની તબીયત સુધારવા સારૂ દાક્તર સાહેબના કહેવા મુજબ તેમનાથી હવાફેર કરી શકાય એટલા પૈસાની ખાસ જરૂર છે પણ તુ તો મૂર્ખ છે આપણી ઉમ્મર હાલ ઘણીજ નાની છે એટલે પૈસા ક્યાથી મળે ?

દિનકર—બહુ સારૂ છોકરીઓ તો જે તે વાધા કાઢ્યાજ કરે સાભળ, આજેજ મે એક છાપામા વાચ્યુ છે કે સમડીના માળાની લોકો બહુ મોટી કિમત આપે છે તે મને તે દહાડે માળો બતાવ્યો હતો અને મને હજુ તે જગા યાદ છે આપણે જઇને તે લઇ આવીએ પછી આપણે તે માળો વેચીને પૈસા મેળવીશુ અને બાપાજીને હવા ખાવા જવાની જોગવાઇ થશે

સવિતા—જા, જા, ગાડા વળી માળો તે કોણ ખરીદ કરતુ હશે ? બીજુ તે એ પણ વિચાર કર્યો કે તે માળો લેવાથી બિચારી સમડીને કેટલુ દુ ખ થશે ? તે નિરાધાર થઇ જશે, તેના ઇંડા બધા ખરાબ થઇ જશે, તેના બચ્ચા મરી જશે આવો નિર્દય મે તને આજેજ જાણ્યો

દિનકરને પણ પક્ષીઓ તરફના પોતાના ઘાતકીપણાનો વિચાર આવ્યો એટલે તેનુ મો લેવાઇ ગયુ છતા પાછો બાપાજી સંબધી વિચાર આવ્યો, એટલે બોલ્યો

“ પણ આપણે તો બાપાજીની તબીયત સુધારવા માટે પ્રયાસ આદર્યો છે, અને તને ખબર તો હશે કે પક્ષીઓ દર વર્ષે માળા બાધે છે ”

સવિતાના મનને પણ આ વાત ગમી અને બીજે દિવસે સવારમા ઉઠીને માળો લઇ આવવાનુ બનેએ ઠરાવ્યુ

દિનકરે કહ્યુ –“ વ્હેલા ફાટતાજ આપણે નીકળીશુ બારી ઉઘાડી રાખીને સૂઈ જજે એટલે વહેલુ ઉઠાશે અને સૂતી વખતે માથુ ઓશીકા ઉપર ચાર વાર ઠોકજે એટલે તુ બરાબર ચાર વાગે ઉઠશે ”

સવિતા કહ્યા પ્રમાણે બરાબર ચાર વાગે ઉઠી, તેણે દિનકરને જગાડયો અને બને જણ જરા પણ અવાજ કે ખખડાટ કર્યા વિના નીચે ઉતરીને બહાર ગયા

બહારનો દેખાવ રમણીય હતો હવા ઠડી તથા તાજી હતી સવિતા બોલી ઉઠી —“ભાઇ, બધા માણુસો વહેલા ચાર વાગે ઉઠીને કામે કેમ લાગી જતા નથી ? આ વખતે નિશાળમા જવુ તો ઘણુજ સારૂ લાગે અને દાખલા ગણુવા તો બહુજ સહેલા થઇ જાય, નહિ વારૂ ? મુખપાઠ પણ ઝટ આવડે ”

વિનોદમા અને મજામા વાતો કરતા કરતા આ નાનકડા ભાઇબ્હેન હાથમા હાથ મેળવી નદી કિનારે જઇ પહોચ્યાં. ત્યા તેમણે ખાવાનુ આણ્યુ હતુ તે ખાઇ લીધુ અને નિર્મળ પાણી પીધુ નદી કિનારે માળાની શોધ કરવા માંડી, અને છેવટે ખોળી પણ કાઢયો એટલામા સામે કાઠેથી એક માણુસનો અવાજ આવતો સભળાયો

“ અરે છોકરા, તમે કુકડો બોલ્યો કે તુરતજ ઉઠીને

આવ્યા છો કે શુ ? અહિં શું ખોળો છો ?" એવું બોલતો બોલતો તે ગૃહસ્થ આવી પહોચ્યો

દિનકરે જવાબ દીધો—અમે સમડીનો માળો લેવા આવ્યા છીએ તેના બહુ પૈસા ઉપજશે

તે ગૃહસ્થ બોલ્યો—તમારે કેટલા પૈસા જોઇએ છીએ?

દિનકરે કહ્યુ—લગભગ ૨૦૦ રૂપિયા, સાહેબ

પેલાએ ડોકુ ધુણાવ્યુ, અને કહ્યુ કે આ તો બહુ ભારે કિમત ગણાય વારૂ, તમારે એ રકમ શા સારૂ જોઇએ છીએ ?

હવે સવિતાનો વારો આવ્યો તેણે ઘણીજ અસરકારક રીતે બાપાજીના મદવાડની તથા તેમને હવાફેર કરવા જવાની જરૂરની હકીકત કહી બાળવયના નિર્મળ પ્રેમ સાથે સ્ત્રીજાતિનુ લાલિત્ય જોડાયુ આથી તે ગૃહસ્થ પર સચોટ અસર થઇ તે ઉમળકાથી બોલ્યો

બાળકો, હુ કુદરતનો રસીઓ છુ–ફોટોગ્રાફ લેવા સારૂ હુ સમડીનો માળો ખોળતોજ હતો તમે મને બતાવ્યો તે ઠીક થયુ. હુ તે માળાને અડકીશ પણ નહિ પક્ષીના ઇંડા ચોરીશ નહિ અને તમારે પણ તેમ કરવાની જરૂર નથી પણ આ ફોટોગ્રાફ લેવાની કિમત તરીકે હુ તમારા બાપાજીને, માતુશ્રીને અને તમને બને નાજુક ભાઇ બ્હેનને મહાબલેશ્વર લેઇ જઇશ ત્યા મારો સુદર બગલો છે, તેમાં તમે રહીને આનદ કરજો બાપાજીની તબીયત જરૂર સુધરી જશે, અને તમને પણ રમવાનુ તથા જોવાનુ મળશે.

પહેલી વખત તો આ બિચારા બાળકોના માન્યામા આ વાત આવી નહિ. તેમના કુમળા મગજને માટે આ ભારે નવાઇ જેવી હકીકત હતી પણ તે અક્ષરશ સત્ય નીવડી પેલા માયાળુ સદ્‌ગૃહસ્થે ફોટો લીધો અને ત્યાથી વિદાય થયો સાથે જ તે દિનકરને ઘેર મળવા ગયો અને બધી હકીકત બાપાજીને સમજાવી પરિણામે તેમનુ જવાનુ નક્કી થયુ અને બે ત્રણ મહિનાની ટેકરી પરની હવાથી બાપાજીને પૂરેપૂરો આરામ થઈ ગયો

બાળકોની ખુશીનો પાર રહ્યો નહિ અને સુજ્ઞ માબાપે પણ પોતાના સુદર બાળકોના મનમા નાનપણથી જ માતા પિતાની ભક્તિ તેમ જ પક્ષી તરફના પ્રેમભાવના સસ્કાર ઉદય પામેલા જોઇ પરમેશ્વરનો ઉપકાર માન્યો

જ્યારે જ્યારે આ વાત ભાઇબ્હેન પરસ્પર સભારે છે, ત્યારે ત્યારે તેમને ખાસ આનંદનુ કારણ એ જણાઇ આવે છે કે માળો ચોરવાની તેમને જરૂર પડી નહિ માતા-પિતા માટે ચિતા કરવી તે તો દરેક બાળકનો ધર્મ છે એમ તેઓ સમજે છે, અને તેને તેઓ પોતે મોટુ રૂપ આપતા નથી



# અજબ ચોર

એક હતો ચોર એને એવો નીમ હતો કે એક વરસમા એક વાર ચોરી કરવી બીજી વાર નહિ

એક દિવસ એ ચાલ્યો ચોરી કરવા રસ્તામા એક નદી આવી, ત્યા એ બેઠો એટલામા એક વાણિયો ત્યા આવ્યો. એને બહુ તરસ લાગેલી ખોબો ભરીને એ પાણી પીવા જાય છે ત્યા તો એણે ચોરને જોયો વાણિયાના પેટમા ફાળ પડી પાણી પૂરૂ પીધા વિના તે ઉઠયો

ચોર કહે, "શેઠજી, પૂરૂ પાણી તો પી લ્યો"

વાણિયો કહે, "બસ ભાઈ, મારે વધારે પીવું નથી"

ચોર કહે, "શેઠ તમે ભડકો મા હુ તમને નથી લુટવાનો વિશ્વાસ રાખો ને પાણી પી લ્યો મારે તો મોટી ચોરી કરવાની છે" વાણિયાએ પાણી પીધુ ચોર કહે, "શેઠ! તમારી પાસે આ લાકડી છે, તે મને આપો. પૈસા આપીશ"

વાણિયાના મોઢા ઉપરથી લોહી ઉડી ગયુ એ બોલ્યો, "ભાઈ, મારાથી લાકડી વિના ચલાય નહિ લાકડીને ટેકે તો ચાલુ છુ આવા વગડામા બીજી લાકડી ક્યાથી લાવુ ?

ચોરે લાકડી ઝુંટાવી લીધી અને એને ચીરી, ત્યાં તો માહેથી ચાર રત્નો નીકળ્યા

દાત કાઢીને ચોર કહે કે " શેઠજી, તમને મે અભય વચન દીધેલુ તો યે તમે મારી પાસે ખોટુ બોલ્યા હ્યો, તમારા રત્ન મારે એ ખપે નહિ તમે કયે ગામ જાઓ છો ? "

શેઠ કહે, " ઉજેણી નગરી "

ચોર કહે, " ત્યારે ઉજેણીના રાજા વીર વિક્રમને એટલુ કહેજો કે આજ રાતે હુ ચોરી કરવા આવીશ. માટે હુશિયાર રહે "

વાણિયાએ જઇને વીર વિક્રમને ખબર દીધી

રાજા વીર વિક્રમ તો વિચાર કરવા લાગ્યા કે ઓહો ! આવો બહાદૂર ચોર કોણુ હશે ? આ ચોર તો સામેથી સમાચાર મોકલાવે છે !

રાજાજીએ હુકમ કર્યો કે, આજ રાતે હુ એકલો આખા નગરની ચોકી કરવાનો છુ, માટે બધા સિપાઇને રજા આપવાની કોઇએ આજ રાતે જાગવાનુ નથી નગરના માણુસોને પણુ કહેજો કે નિરાતે સૂઇ જાય

રાજાજી તો દેવતાઈ પુરૂષ હતા એના વચન ઉપર બધાને વિશ્વાસ હતો રાત પડી ચોકીદાર બધા પોતપોતાને

ઘેર ગયા ગામના માણસો પણ સૂઈ ગયા. નગરના ગઢના દરવાજા દેવાઇ ગયા

રાજાજી એકલા ચોરનો વેશ લઇને નગરની અંદર ગઢની રાગેરાગે ફરવા લાગ્યા. ફરતા ફરતા એક જગાએ ઉભા રહ્યા. એને લાગ્યુ કે અહિંથી ચોર ઉતરશે.

ત્યા તો બહારથી પેલો ચોર ગઢ ઉપર આવ્યો. ચોરે જોયુ કે અંદર એક આદમી ઉભો છે એટલે તે પાછો ઉતરવા મંડયો રાજાએ સીસોટી મારી ચોરો એક બીજાને જોઈ સીસોટી મારે તેવીજ એ સીસોટી હતી

પેલો ચોર સમજ્યો કે આ કોઇ મારોજ ભાઇબંધ લાગે છે એટલે એ અંદર આવ્યો વિક્રમરાજા કહે કે ચાલ દોસ્ત, હુ ગામનો ભોમિયો છુ તને સારા ઠેકાણા બતાવુ.

બન્ને જણા ચાલ્યા ચાલતા ચાલતા એક શાહુકારનુ ઘર આવ્યુ રાજાએ અંદર જવાનો રસ્તો બતાવ્યો ચોર અંદર ગયો તો ત્યા શેઠ શેઠાણી ભર ઉંઘમા સૂતેલા ચોર થોડી વાર ઉભો ત્યા ઉંઘમા ને ઉંઘમા શેઠાણી બોલ્યાં કે "કોણ એ, ભાઇ ?"

આ સાંભળીને તરત ચોર બહાર નીકળ્યો. રાજાને કહે કે "ચાલો બીજે ઘેર અહિં ખાતર નથી પાડવું."

રાજા કહે " કેમ વારૂ ? "

ચોર બોલ્યો, "શેઠાણીએ મને ભાઇ કહ્યો. બ્હેનને તો કાંઇક દેવુ જોઇએ. તેને ત્યા કંઇ ચોરી થાય ? "

પછી પોતાની પાસેનો એક સોનાનો વેઢ હતો તે શેઠાણીની પથારીમા મૂકી આવ્યો

પછી બેય જણા બીજે ઠેકાણે પહોચ્યા ચોર અદર ગયો ત્યા શેઠાણી સૂતેલા ચોરનો હાથ એક મીઠાની ગુણ ઉપર પડયો એના મનમાં એમ થયુ કે આ સાકર છે એક ગાગડો લઈને મોઢામા મૂકયો, તો મીઠુ નીકળ્યુ ચોર તરત બહાર નીકળ્યો

રાજા કહે, " કેમ થયુ ? "

ચોર બોલ્યો, "ભાઇ, આ ઘરનુ લૂણ (મીઠુ) મારા પેટમા પડ્યુ મારાથી લૂણહરામ થવાય નહિ ચાલો બીજે ઘેર ! "

રાજાને થયુ કે "આ તે ચોર કે સત ? "

ત્રીજે ઘેર ગયા રાજાએ રસ્તો દેખાડયો ચોર અદર જઇને હાથ ફેરવે તો એક જુવારના કોથળામા તેનો હાથ પડયો ચોર તુરત બહાર નીકળ્યો ને રાજાને કહ્યુ કે "ભાઇ, શુકન બહુ સારા થયા જાર હાથમા આવી, પણ જે ઘરમા શુકન થયા તે ઘરને લુટાય ? શુકન તો હવે ફળવાના ચાલો બીજે ઘેર"

રાજા કહે, "ચાલ, ત્યારે રાજમહેલ ફાડીએ"

બેય જણા આવ્યા રાજમહેલમા રાજમહેલની અદર દાખલ થયા તો એક પણ ચોકીદાર ન જોયો ચોર પૂછે છે,

"ભાઇ! આ ને શુ? ગામમા કોઇ ચોકીદાર નહિ! દરબાર ગઢમાયે કોઇ નહિ રાજા વિક્રમનો બદોબસ્ત તો બહુ વખણાય છે ને?"

રાજા કહે, "અરે ભાઇ! એ તો બહારની મોટી મોટી વાતો સભળાતી હશે અહિ તો આવુજ અંધેર ચાલે છે રાજા કાઇ ધ્યાન નથી દેતા"

મહેલમા રાણીજી હિડોળા ખાટ ઉપર સૂતેલા રાજા ચોરને કહે કે "આ ખાટના પાયા સોનાના છે પાયા લઈ લઇએ એટલે છોકરાના છોકરા બેઠા ખાય"

પણ ખાટ શી રીતે કાઢવી? રાણીજી જાગી જાય તો?

પછી ચોરે એ ખાટ હેઠળ ઉપરાઉપરી ગાદલા ખડકવા માડચા ખાટને અડે એટલો મોટો ખડકલો કર્યો પછી છરી લઇને ચારે તરફની ખાટની પાટી કાપી નાખી એટલે રાણીજીનુ શરીર નીચે ગાદલા હતા તેમના ઉપર રહી ગયુ

પછી ચોરે દાત ભરાવીને ખાટને આકડીમાથી ખેચી લીધી પછી એને વીખીને ચાર પાયા જૂદા કાઢચા ચારે પાયા લઇને બન્ને જણા પાછા ગઢની રાગે પહોચ્યા

પેલો ચોર કહે, "લે ભાઇ, આ બે પાયા તારા, ને બે મારા, સરખો ભાગ"

રાજા કહે, "હુ એકજ પાયો લઇશ. મહેનત તે તારી છે."

ચોર કહે, "ના, તેજ મને ઠેકાણુ બતાવ્યુ તારી મહેનત પણ ઘણી છે"

ત્યા તો ઝાડ ઉપરથી એક ચીબડી બોલી.

તુરત ચોરે રાજાને કહ્યુ, "ઓળખ્યા તમને, શાબાશ છે, રાજા! માથે રહીને ચોરી કરાવી કે?"

રાજા હસી પડયા ને પૂછ્યુ, "તે શી રીતે જાણ્યુ કે હુ રાજા છુ?"

ચોરે કહ્યુ, "રાજાજી, હુ પખીની બોલી પણ સમજુ છુ આ ચીબડી બોલી એનો અર્થ એમ થાય છે કે આ ચોરીના માલનો માલિક તો અહિ જ ઉભો છે!"

રાજાએ શાબાશી આપી ચોરને પોતાને મહેલે લઈ ગયા બીજે દિવસે મોટી કચેરી ભરીને ચોરને ઈનામ આપ્યુ એની નીતિના વખાણ કર્યા, અને રાજમા મોટી નોકરીએ નીમ્યો



# બટમોગરો.

ઘણા વરસ પહેલા બંગાળામા એક મોટુ રાજ્ય હતુ ત્યાનો રાજા શૂરવીર અને દાનો હતો તેની રાણી પણ ધર્મશીલ હતી તેમને સંતાન સિવાય બધુ સુખ હતુ સંતાન નહિ હોવાથી તે ઉદાસ રહેતા ઘેર પારણુ બંધાય એવી આશાથી તેમણે અનેક વ્રત કર્યાં, અને પરમેશ્વરને ઘણા કાલાવાલા કર્યાં

એક દિવસ રાણીને એક સાધુપુરૂષ મળ્યા તેમણે કહ્યુ કે, "તને રૂપ રૂપનો ભંડાર પુત્ર થશે તે જે માગે તે તરત મળે એવી તેનામા દિવ્ય શક્તિ આવશે" આ સાભળી રાણીનો આનંદ તો માય નહિ તેણે બધો વૃત્તાત રાજાને કહી સંભળાવ્યો આ સાભળી બધાને ઘણો જ આનંદ થયો

પછી રાણીને પૂરે દિવસે, સાધુએ કહ્યુ હતુ તે પ્રમાણે, પુત્ર સાપડયો વાત આખા શહેરમા ફેલાઈ, અને જ્યા ત્યા ઉત્સવ થઇ રહ્યા. રાજાએ પોતાના દરબારમા આનંદ ઓચ્છવ

કર્યો, અને ગરીબોને પુષ્કળ ધન આપ્યુ, બ્રાહ્મણોને પણ ઘણુ દાન કર્યુ

પરમેશ્વરની કૃપાથી પુત્ર-પ્રાપ્તિ થઇ, માટે તેનુ નામ નિરજન પાડયુ છોકરાને ઘુટણીઆ તાણુતા આવડયા, એટલે રાણી તેને બાગમા લાવીને બેસતી તે ત્યાજ રમ્યા કરતો એક દિવસ રાણી પોતાના નિત્યક્રમ પ્રમાણે કુવરને ન્હુવરાવી, બાગમા પુલના માડવા નીચે ઠંડી હવામા બેઠી હતી ત્યા છોકરાને રમતા રમતા ઉઘ આવી ગઈ રાણી પણ થોડી વારમા ઉઘી ગઇ

રાજાને ત્યા દુષ્ટબુદ્ધિ નામનો એક રસોઈઓ હતો રાજપુત્રમા દિવ્ય શક્તિઓ રહેલી છે, એવી તેને ખબર પડી હતી તેથી તે દિવસે લાગ જોઈને રાજપુત્રને રાણીની સોડમાથી ઉચકી પોતાના ખભા ઉપર નાખી, ત્યા એક મરેલુ જનાવર મૂકી પોતે દૂર દેશમા ભાગી ગયો અને ત્યા પોતાનો સ્વાર્થ સાધવાની પેરવી કરી.

દુષ્ટબુદ્ધિએ રાજપુત્રને કહેવરાવ્યુ કે “રજાને શોભે એવો કિલ્લો જોઈએ છીએ” એટલે એક મજબૂત કિલ્લો બંધાઇ ગયો રાજપુત્ર એકલો છે, તેની સાથે રમવાને કોઇ સોબતી હોય તો સારૂ, એમ વિચારીને દુષ્ટબુદ્ધિએ તેને પૂછયુ કે “તારે એક સુદર બચુકડી બ્હેનપણી જોઇએ છીએ?” રાજપુત્રે હા કહી, એટલે એક સુદર છોકરી આવી એક બીજાના સહવાસથી બન્ને જણુ હળી

મળી આનંદથી રહેવા લાગ્યા

બીજી બાજુ રાણી જાગી ને રાજપુત્રને જોયો નહિ, તેથી તે રડવા લાગી બધાંના મનમા થયુ કે કોઇ હિંસક પક્ષીએ કુંવરને મારી નાખ્યો હશે રાજાને ઘણુ દુ ખ થયુ અને રાણીની બેદરકારી ઉપર તેને ઘણી રીસ ચઢી

રાજાએ, રાણીને જ્યા કોઈથી જવાય નહિ એવી એક ઉંચી ટેકરીની ટોચ ઉપર એકદંડીયો મહેલ બાંધી આપ્યો, અને ત્યા અન્નપાણી વગર તેને રાખવા પ્રધાનને હુકમ કર્યો પ્રધાને નિરૂપાયે રાજાની આજ્ઞા પાળી, રાણીને પેલા મહેલમા મોકલી રાણી પોતાના નસીબને દોષ દેતી ત્યા રહી

બપોર થતા, રાણીને જમવાની વખત થઈ ત્યારે મહેલ નજીકની ગુફાની બખોલ ઉપરનો પથ્થર ખસેડી બે પક્ષીઓ એની પાસે આવ્યા તેઓ જમવાનુ લાવ્યા હતા. તે થાળીમા પીરસીને તેમણે કહ્યુ, કે અહિં બાગમા સાધુપુરૂષ રહે છે, તેની આજ્ઞાથી અમે આવ્યા છીએ, અને તુ જરાએ અંદેશો રાખ્યા વગર આનો સ્વીકાર કર એ પક્ષીઓએ તેને તેના રાજપુત્રની સઘળી હકીકત કહી, અને એ થોડા દિવસમા આવી તારો છુટકારો કરશે, એમ તેને દિલાસો આપી તેઓ ગયા. રસોઇઆને નિર્દય અને કપટી સ્વભાવનો જાણી રાણીને તેના ઉપર ક્રોધ ચડ્યો પણ હમણા તો

અહિ એકાન્ત અધારી કોટડીમા બેસી રહેજ એનો છુટકો હતો

આણી પાસ નિરજન અને તેની બ્હેનપણી મોહિની, દુષ્ટબુદ્ધિને બાપ જેવો ગણી, સુખેથી રહેવા લાગ્યા નિરજનને પોતાના સબધીઓની કશી ખબર નહોતી નિરજન મોટો થવા લાગ્યો છે એટલે તે પોતાના માબાપની શોધ કરશે, ત્યારે મારી બૂરી દશા થશે એમ જાણી દુષ્ટબુદ્ધિને તેનો નાશ કરવાની ઇચ્છા થઇ

તેણે મોહિનીની મદદ માગી, અને કહ્યુ કે "બપોરે નિરજન સૂઇ જાય ત્યારે એની જીભ કાપી નાખજે" બિચારી મોહિની આ સાભળી અત્યત દુ ખી થઈ, અને આ વાત નિરજનને કહેવી, એમ વિચાર કરીને તેને કહી નિરજને થોડી વાર વિચાર કરીને કહ્યુ કે "તુ એક બતકને મારી તેની જીભ લાવજે અને સાજે જ્યારે આવે ત્યારે તેને દેખાડજે" આ સાભળી મોહિનીને નિરાત વળી અને બતકને મારી તેની જીભ નિરજનના ખડમા મૂકી રાખી દુષ્ટબુદ્ધિની રાહ જોતી બેઠી

સધ્યાકાળે દુષ્ટબુદ્ધિએ આવીને પૂછ્યુ, કે "મારા કહ્યા પ્રમાણે કર્યુ કે નહિ?" મોહિનીએ તરત જ તેને પેલા ખડમા લઈ જઈ, જીભનો કડકો બતાવ્યો આ જોઇને એ તો રાજી રાજી થઈ ગયો તે ઘડીએજ નિરજને બહાર નીકળી તેને શાપ આપ્યો, કે "નીચ! મ્હોમાથી

તનખા જેવો અગ્નિ નીકળતો હોય તેવો તુ એક કાળો કૂતરો થઈ જા " રાજપુત્રના મ્હોમાથી શબ્દ નીકળતા જ એ કાળો કૂતરો થઇ ગયો નિરજને તેને એક ઠેકાણે બાધી રાખ્યો

બીજે દિવસે નિરજને મોહિનીને કહ્યુ, કે "કાલે રાત્રે, એક સાધુ પુરૂષે સ્વપ્નમા આવી મને મારી સઘળી હકીકત કહી, અને તેથી મારા માબાપને જોવાની મને ઉત્કઠા થઇ છે હુ આજેજ જઇને તેઓને મળીશ અને પછી તને તેડવા આવીશ " મોહિનીનો વિચાર સાથે જવાનો હતો, પણ નિરજનનુ કહેવુ કબૂલ રાખવુ પડયુ એટલામા નિરજનને થયુ કે વખતે રસ્તામા કઈ વિઘ્ન પડે તો ? એમ ધારીને મોહિનીને 'બટમોગરાનુ ફુલ' બનાવી દઇ અગરખાના ખીસ્સામા મૂકયુ

કેટલેક દિવસે, કાળા કૂતરા સાથે, નિરજન નગર આગળ આવી પહોચ્યો ત્યા આવી તેણે એક ટેકરી પર, જ્યા કોઇથી જવાય નહિ એવુ ઘર દીઠુ ઉપર જઇને જોવાની એને સહજ ઇચ્છા થઇ દિવ્ય શક્તિથી તે તરત ત્યા જઈ પહોચ્યો, અને ઘરમા જઇને ડોકીયુ કર્યુ, તો મરવા પડેલી હોય એવી એક સ્ત્રી જોઇ

પછી એણે બહાર આવીને આસપાસના લોકોને પૂછયુ, ત્યારે ખબર પડી કે તે સ્ત્રી કોઈ નહિ પણ પોતાની પ્રિય માતા છે, અને દુષ્ટ રસોઇઆને લીધે આ સ્થિતિએ

પહોંચી છે આ હકીકત સાંભળી તેને દુ ખ થયુ એ પાછો ઘરમા ગયો અને બોલ્યો, " ઓ મા, તારૂ શરીર આવુ કેમ થઇ ગયુ ?" રાણીને માણુસોનો અવાજ સાભળી ઘણી નવાઇ લાગી, કારણ તેણે ઘણા વરસથી માણુસનો શબ્દ જ સાભળ્યો નહોતો તેથી તેને સ શય થયે કે વખતે પક્ષીઓ આવ્યાં હશે, એમ ધારી તેણે કહ્યુ કે " હુ હમણાજ જમી છુ, એટલે મારે કશુ જોઈતુ નથી "

આ સાભળી નિરજન અદર ગયો અને બોલ્યો, "મા, મા, હુ જ તારો પુત્ર નિરજન તારો છુટકારો કરવાને આ-વ્યો છુ હવે તુ શોક છોડી દઇ મારી સાથે વ્હાલથી બોલ" રાણી તો આ સાભળી હરખઘેલી થઇ ગઇ પછી તેણે પ્રેમથી આશીર્વાદ આપ્યો, અને બ ને જણુ કાળા કૂતરા સાથે નગરમા ગયા

રાજા આપણુને એકદમ ઓળખશે નહિ, માટે થોડા દિવસ ત્યા શિકારી થઇને રહેવુ, એમ નિરજને ધાર્યું રાજાની પાસે જઇને તેણે આ ઇચ્છા પ્રગટ કરી રાજાના મનમા કે આપણા જ ગલમા રાતા હરણ નથી, માટે તેને હરણુનો શિકાર કરી લાવવાને નોકરી પર રાખ્યો.

નિરજન કૂતરા સાથે નગર બહાર ગયો અને તેની દિવ્ય શક્તિથી બધે રાતા હરણુ દેખાયા પછી તનો શિકાર કરીને રાજાને ઘણાં હરણુ આપ્યા, તે જોઇ રાજાને ઘણો અચ બો લાગ્યો, અને તે ખુશી ખુશી થઇ ગયો

બીજે દિવસે રાજાએ એક મોટી મિજબાની કરી. મોટા મોટા ગૃહસ્થોને બોલાવ્યા નવા શિકારીને પણ બોલાવ્યો તેનુ પરાક્રમ જોઈ તેના પર ખુશ થઇ ગયેલા રાજાએ તેને પોતાની પાસે બેસવાનુ કહ્યુ, ત્યારે તે બોલ્યો કે, "રાજાજી! હુ એક સાધારણ માણસ છુ મને આટલુ બધુ માન હોય નહિ" પરતુ રાજાના આગ્રહથી તેને બેસવુ પડયુ

પણ પોતાની માને અહિ કોઇ સભારતુ નથી તે જોઈ તેને મનમા ઘણુ ખોટુ લાગ્યું પોતાની માને કોઇ બોલાવે તો સારૂં-આ સ્હેજ ઇચ્છા થતાજ તેનામા જે દિવ્ય શક્તિ રહેલી હતી તેને લીધે મુખ્ય પ્રધાન બોલ્યો, કે "રાજાધિરાજ! રાણીસાહેબ જીવે છે કે નહિ તે જાણવાની મને ઉત્કઠા થઇ છે" રાજાને આ સાભળી ક્રોધ ચઢયો, અને બોલ્યો, કે "એ દુષ્ટાએ મારા એકના એક પુત્રને જગલી જનાવર પાસે મરાવી નાખ્યો. તેનુ નામ લેવુ યે મને ગમતુ નથી છો જીવે કે મરે"

આ સાભળતાજ નિરજન બોલી ઉઠયો, "રાજાધિરાજ! હુ વચ્ચે બોલુ છુ, તેથી માફી માગુ છુ હુ તમને આજે એક વાત કહેવાને ઇચ્છુ છુ તે તમે બધા એકચિત્તે સાભળો!"

બધાના કાન તેના તરફ વળ્યા. નિરજન બોલ્યો, "રાજાસાહેબ, તમે રાણીના તરફ ઘણો અન્યાય કર્યો છે.

તમારા છોકરાને જનાવરે મારી નથી નાખ્યો, પણ રાણી જે વખતે ઉંઘતી હતી તે વેળા તમારો રસોઇઓ તેને ઉપાડી ગયો હતો. તમારી સામે જે અત્યારે બોલે છે તેજ તમારો નિરંજન. મારામાં દિવ્ય શક્તિઓ રહેલી છે. મારી માતા રાણીનો તો કશો દોષ નથી. જેણે આવું કાળું કામ કર્યું, તે કાળા કૂતરાના રૂપમાં આપના સામે ઉભો છે. તમને જોવાનું મન હોય તો તે માણસના રૂપમાં આવી જશે."

આ શબ્દો રાજકુમાર નિરંજનના મ્હોંમાંથી બ્હાર પડ્યા ન પડ્યા એટલામાં તો સાંકળીએ બંધાએલો કાળો કૂતરો માણસ થઇ ગયો. તેને જોતાજ રાજાને ઘણો ક્રોધ ચઢ્યો. તેને ફાંસીએ ચઢાવવાનો તેણે હુકમ કર્યો. રાજાને પોતાનો પુત્ર જીવતો છે એમ જાણી ઘણો આનંદ થયો, અને રાણીને બોલાવવા માટે પ્રધાનને હુકમ કર્યો. નિરંજન બોલ્યો. "મને સંકટને સમયે મદદ કરી મારો પ્રાણ બચાવ્યો એવી એક 'મોહિનીને' જોવાની તમારી મરજી છે?"

રાજાએ હા કહી. એટલે નિરંજને પેલું અંગરખામાં રાખેલું બટમોગરાનું પુલ કાઢ્યું અને 'મોહિની' એમ બૂમ પાડતાજ, ત્યાં આવીને તે ઉભી રહી.

આ જોઇ રાજાને ઘણો આનંદ થયો, અને તેને પાસે લઇ હર્ષના આંસુથી ન્હવરાવી. રાણીને ઘણું કષ્ટ પડ્યું તેથી રાજા પશ્ચાતાપ કરવા લાગ્યો. મધુર વચનથી રાણીનું

તેણે સાત્વન કર્યું, પછીથી બધા સુખેથી રહેવા લાગ્યા, અને આનદ આનદ થઇ રહ્યા

રાજગોરે આવી નિરજનને રાજતિલક કર્યું મોહિની નિરજનને પરણી આખુ ગામ લગનમા મહાલ્યુ અને સારૂ સારૂ ખાઇ પી સુખી રહેવા માડ્યુ



# ગુલપરી.

પ્રફુલ્લ નામનો એક દેશ છે, ત્યા બાળકોને કોઈ દિવસ શિક્ષા કરવામા આવતી નથી છોકરા ગમે તેટલા તોફાની, ગમે તેટલા હઠીલા, અને ગમે તેટલાં કહ્યું ન માનનારા હોય તો પણ તેમને શિક્ષા કરવામાં નથી આવતી તે દેશના કાયદામાજ એવી બધી હતી પણ એને બદલે બીજુ એક હતુ જ્યારે આ હઠીલા છોકરા રાત્રે ઉંઘી જતા, ત્યારે બે કાકાકૌઆ આવતા, આ છોકરાઓને લઇ જતા, અને સ્હવારે ઉઠે તે પહેલાં પાછા લાવી મૂકતા સજા કરવાના કરતા તો આ સારૂ, નહિ વારૂ ? બીજે દિવસે સાધારણ રીતે તોફાની કકાસી છોકરા તદ્દન સુધરી ગયેલા દીસતા

આ ભૂમિમા કનુ અને કાન્તા નામના બે છોકરા એમનાં માબાપ સાથે રહેતા હતા. આ બને છોકરા આમ તો સારા હતા અને કાકાકૌઆ સાથે જવાની તેમને જરૂર પડી ન હતી કનુની ઉમર આશરે છ વરસની અને કાન્તાની ચાર વરસની હતી કાન્તાના વાળ ભૂખરા અને ભરાવાદાર

હોવાથી કેઠ ખભા સુધી ઝુલતા રહેતા પણ જ્યારે જ્યારે માથુ ચોળવામાં આવતુ અથવા વાળ ઓળવાનુ કહેવામા આવતુ ત્યારે કાન્તાના કજીઆનો પાર નહોતો એક દિવસ તો માથુ ચોળાવતા એટલુ ધમસાણુ ચાલ્યુ, કે તેણે હાથ પગ પછાડી નાખ્યા, અને બુમેબુમ પાડી એવી તો રોવા લાગી કે એની મા તો ત્રાસીજ ગઇ અને કાન્તાને ખસેડી બોલી, કે " આમ તો મારાથી તારૂ માથુ નહિ ચોળાય મારો વખત નકામો જાય છે બીજા દેશમા હુત તો માર્યા વિના ન રહેત પણ શુ કરૂ, અહિં આવીને રહ્યા છીએ " કાન્તા તો માથુ ચોળવાની પીડા ગઇ એટલે રાજી રાજી થઇ ગઇ અને બહાર બાગમા જઇ રેતીના ઘર બનાવવા લાગી તેજ સ્હવારે કનુ પણ હઠીલો થયો હતો, ને ન્હાવાની હઠ લઇ બેઠો હતો એની હઠ જોઇનેજ કાન્તા તે દિવસે હઠીલી થઇ હતી પોતે નાહ્યો નહિ પણ જ્યારે મા તેને ન્હાવાને સમજાવવા લાગી ત્યારે કુંડીનુ પાણી મા ઉપર રેડી દીધુ માએ કટાળી ન્હવડાવ્યા વિનાજ લુગડા પહેરાવ્યા, એટલે કનુ પણ ખુશી થઇ કાન્તા જોડે રમવા ગયો

બન્ને છોકરાં આમ હઠીલા થયા હતાં, તેથી તેમની માતાની દિલગીરીનો પાર ન રહ્યો. ઘરનુ કામકાજ કરતી હતી, પણ મુગે મોઢેજ

છોકરાઓ માની દિલગીરી સમજતાં ન હતા, પરતુ

રમવાનુ મળવાથી વધારે ખુશી થયા હતાં અને સજા ન કરવાનો કાયદો ઘડવા માટે કાયદો ઘડનારનુ ભલુ ઇચ્છતા હતાં.

કનુ અને કાન્તા એમ ધારતા હતા કે મા સાજે ખુશ થશે અને માથા ચોળશે, ન્હવડાવશે પણ આજ એમાનુ કશુ જ થયુ નહિ. માએ બંને છોકરાને એમ ને એમ સૂવાડયા, એટલુ જ નહિ પણ રોજની માફક પડખામા લઇ વાસે હાથ પણ ફેરવ્યો નહિ રાતે કાકાકૌઆઓ આવ્યા અને આ બંને છોકરાને લઇ ગયા ઉડતા ઉડતા બહુજ ઉચે જઈ ઘણે દૂર પરીઓના મુલકમા તેઓ ઉતર્યા

‘ સીધા જાઓ ’ એટલુ કહી પક્ષીઓ ઉડી ગયા.

છોકરાઓએ કરોળીયાની જાળનો બનાવેલો ન્હાનો દરવાજો ઉઘાડયો, અને અદર દાખલ થયા. રસ્તાની બને બાજુએ ઉચા પણ ખુશબોદાર ફુલથી લચી પડેલા બોરસલીના ઝાડ સિપાઈઓની હાર ઉભી હોય તેમ આવી રહ્યા હતાં. કનુ અને કાન્તા જેવા દાખલ થયા કે તરત ઝાપો બંધ થઇ ગયો અને ઘટ વાગવા લાગ્યો એક નહિ પણ અનેક ઘટનો અવાજ સાભળી કનુ બોલી ઉઠયો, “ આ શું ? ઘટ શા માટે વાગે છે ? ”

બોરસલીના ઝાડે ગભીરપણે જવાબ આપ્યો —

“ તમે આવ્યા છો તેની પરીને ખબર પડે, એટલા માટે ઘટ વાગે છે સીધા ચાલ્યા જાવ. ”

" કેવા બેદરકાર ઝાડ છે ! " કનુ બબડયો

ભાઇબ્હેન આગળ ચાલ્યા એટલે એક મજાનો બાગ નજરે પડયો તેમણે આટલા બધા સુદર પુલ કદિ જોયા ન હતા પરી કયા હશે એનો વિચાર કરતા તેઓ આખો બાગ પૂરી વળ્યા એટલામા સામેથી છ સુદર બટુકો તથા છ સુદર બાળાઓને આવતા જોયા આ પરીઓનાં છોકરા-એ એવા તો સુદર પુલના લુગડા પહેર્યાં હતા કે તેઓ પોતે પણ પુલજ હોય એમ લાગતુ

" આ બાજુ આવો " તેઓ બોલ્યા, પણ કનુ કે કાન્તાને અડકયા નહિ

કાન્તા બોલી ઉઠી, "તમે અમારી સાથે નહિ રમો ? તમારી સાથે રમવાનુ મને બહુ મન છે " પરીઓના છોકરાએ માથુ ધુણાવી કહ્યુ, " ના, અમે તમારી સાથે નહિ રમીએ "

પરીઓના છોકરા કનુ અને કાન્તાને એક ન્હાના લીલા રાજ્યાસન ઉપર બેઠેલી પરી પાસે લઇ ગયા આ પરી ગુલાબના જેવી સુદર હોવાથી ગુલાબ છે કે પરી તે કનુ અને કાન્તા થોડીવાર સમજ્યા નહિ

મીઠે અવાજે પરીએ પૂછ્યુ, " આ છોકરા કોણ છે ?"

પરીઓના છોકરા બોલ્યા " એમનાં નામ કનુ અને કાન્તા છે "

" એમને મારી સામે ઉભા રહેવાનુ કહો. "

પછી કનુ અને કાન્તા પરીની સામે ઉભા રહ્યા અને પરી તથા પરીના છોકરાઓ તેમની સામે જોઇ રહ્યા પરીની એક બાજુએ છોકરાઓ ઉભા હતા ને બીજી બાજુએ છોકરીઓ ઉભી હતી પરીએ કનુ અને કાન્તાને કહ્યુ, "મને એમ ખબર મળી છે કે તમે હઠીલા થયા હતા, અને તમે ગદા લાગો છો"

"તેમા શું થઇ ગયુ ?" આટલુજ કનુ બબડયો, પણ તરતજ તેને લાગ્યુ કે ન બોલ્યો હત તો સારૂ, કારણ કે પરી પણ તેની માતાની પેઠે આ શબ્દથી દિલગીર થઇ ગઇ અને તેનો ગુલાબ જેવો ચહેરો ફિકકો પડી ગયો

પરી ધીરે રહીને બોલી—"શુ થઇ ગયુ તે તુ જાણે છે ?"

આટલુ કહી છોકરા અને છોકરીઓના સામુ જોઇ તે બોલી, "છોકરાઓ, આજે આ બે છોકરાને વાસે હાથ ફેરવ્યા વિના ને પડખામા લીધા વિના એમની માએ કેમ સૂવાડી દીધા ?"

છોકરા બોલી ઉઠયા, "કારણ તેઓ બહુ ગદા હતા"

"અને તમે કાન્તાએ રમવાનુ કહ્યું ત્યારે તેમની સાથે કેમ ન રમ્યા ?"

"કારણ તેણે આજે માથુ ચોળાવ્યુ કે ઓળાવ્યુ નથી અને જે છોકરા ચોખ્ખા ન હોય તે રમત સારી રીતે રમી શકે નહિ."

કાન્તા બોલી—"વારૂ, વારૂ, હવે ! કેમ ન રમાય ? રમાય."

પરી બોલી "કાન્તા, રમી જો, આ રહ્યો દડો "

કાન્તાએ દડો લીધો ને આમ તેમ ઉછાળવા લાગી પણ થોડી વારમા થાકીને લોથ થઈ ગઇ ને રમત પડતી મૂકી

પરીએ છોકરાંઓને કહ્યુ, "કાન્તા કેમ થાકી ગઇ, તે કહો "

છોકરાએ કાન્તાને કહ્યુ "તુ જાણે છે કે જ્યારે તાપ બહુ પડે છે ત્યારે આખા શરીરમાથી પરસેવાના ટીપા બ્હાર આવે છે ?"

કાન્તા પોતાના હાથ જોઈ બોલી, "મને તો કાઇ પરસેવો થયો નથી"

"તેનુ કારણ એટલુ જ કે તુ બહુ ગંદી રહે છે શરીરના જે કાણુમાથી પરસેવો બ્હાર નીકળે છે તે બધ થઇ ગયાં છે જ્યારે તુ રમે છે–દોડે છે, ત્યારે પરસેવાના પાણીને બ્હાર નીકળવુ હોય છે, પણ રસ્તો જડતો નથી આથી એ પાણી શરીરમા જ રહે છે ને તેથી તને થાક લાગે છે "

કનુ બોલ્યો "મા એક વખત કહેતી હતી ખરી"

પરીએ કહ્યુ, "તે તને સાભરે છે, છતા આટલો બધો ગંદો છે એ કેટલી દિલગીરીની વાત !"

કનુને પરીનું કહેવુ ખરૂ લાગ્યુ અને હુ ગંદો છુ

એવી તેને પહેલવ્હેલી જ સમજ પડી હાથ કાળા થઇ ગયા હતા અને લુગડા ઉપર ધુળ ધુળ થઇ હતી તેની મા હમ્મેશા તેના લુગડા સાફ કરતી, પણ આજ કર્યા નહોતા

પરીએ કનુને પૂછયુ "આ બાગ તને ગમે છે!"

"હા જી"

"તાજી અને આનદ આપે એવી સુગંધ આવે છે? અને પુલોના રગ ગમે એવા છે?"

"હા જી"

"આ પુલો તાજા અને શોભીતા શાથી છે તે તુ જાણે છે?"

કનુ વિચારમા પડયો

"હમેશા સ્હવારમા તેઓ ઝાકળથી ન્હાય છે વરસાદ આવે છે ત્યારે તમારી પેઠે કજીયો કકાસ કરી નાસી જતા નથી, પણ ઉભા રહી વરસાદના પાણીથી ચોખ્ખા થાય છે"

"ખરૂ કહો છો?"

"હા, કનુ! પેલા સુદર કમળને અડક તો."

કનુ તો એ નાજુક, સુદર પાખડીવાળા કમળને જોઇ રહ્યો, ને પોતાના હાથ સાથે સરખાવવા લાગ્યો

"ના ના હુ નહિ અડકુ રખે ને મ્હારા હાથથી એને ડાઘ પડે"

"ત્યારે આ છોકરા સાથે સાતેલીયુ રમો લે, હાથ ઝાલ, ને તાળીઓ આપ!"

બટમોગરાની ન્હાની ખીલતી કળી જેવી એક ખૂબ સુરત છોકરી પાસે આવી પણ તેને જોઈને જ કનુ પરીને પગે પડી કહેવા લાગ્યો, કે "આવી સુદર છોકરીને મારા હાથ અડે એ ઠીક લાગતુ નથી ધુળના થરવાળા મારા બૂટ એની મુખમલની શોભિતી સપાટો ઉપર પડે તો બગ ડયા વિના રહેજ નહિ અને મારો મેલો કબજો ફ્રાકને અડકે તો ડાઘ પડયા વિના રહે જ નહિ"

પણ એ બધા કરતા યે આવી સુદર-સ્વચ્છ ફુલ જેવી છોકરી પોતાના જેવા ગદા છોકરા તરફ જુવે છે તેથી તેને બહુ શરમ લાગી હુ ચોખ્ખો હત તો કેવુ સારૂ, એમ તેને થયુ દરેક જણ તેની સામુ જોતું હતુ દરેકની આખ જાણે ચાટલુ હોય તેમ લાગ્યુ અને ચાટલામા પોતાનો ગદો વેશ, મેલા કપડા અને મેલુ શરીર જોઇ તે શરમિંદો પડી ગયો વાળ ગુચવાઇ ગયા હતા, આખમા પીયા હતા, અને મ્હો ઉપર ખરેટા ખરેટા હતા કનુ તો મ્હો નીચેથી ઉંચુ કરી ન શકયો.

ગારીએ કનુને પાસે બોલાવ્યો--તે પરી પાસે ગયો

પરીએ વ્હાલથી કહ્યુ-હવે તો તને ગદા રહેવું નહિ જ ગમતુ હોય પણ જતા પહેલા સાભળ જ્યારે છોકરાને ચોખ્ખુ રહેવુ નથી ગમતુ, ત્યારે તે કદિ પણ પોતે સાફ રહેતા નથી તેઓ ઘડીએ ઘડીએ થાકી જાય છે તેમને બહુજ બેદરકાર રહેવાની ટેવ પડે છે. પોતાની માને પણ રાજી

રાખતા નથી તારી મા દિલગીર રહે, તે તને ગમે છે ?

"ના"

"ઠીક, ન્હાતી વેળાએ કદિ હઠ કરતો નહિ. અને દર-રોજ શરીર ચોળી ન્હાજે. ન્હાવાથી આ ફુલો જેવો તાજો અને સુદર દેખાઇશ તુ સુખી થઇશ ને સારો રહીશ અને તેથી કાંઇક જુદુ જ થશે"

"એ શુ ?"

"જરા વિચાર કર"

કનુ હસીને બોલ્યો—હા હા હુ સમજ્યો મા અમને વાસે ફેરવ્યા વિના નહિ સૂવાડે હાથ ફેરવે છે કે બહુ સારૂ લાગે છે

"એમજ માના હાથ ફેરવ્યા વિના આપણને નિરાતે ઉઘ આવતી નથી"

કનુ અને પરી વચ્ચેની વાતચીત સાભળી કાન્તાએ નિસાસો મૂક્યો અને નીચુ જોઇ બેઠી

"શું છે, કાન્તા!" પરીએ પૂછ્યુ

"મારૂ માથુ દુખે છે"

"છોકરાઓ, કાન્તાનુ માથુ શા માટે દુખે છે તે કહો"

"કારણ કે તેણે વાળ ઓળાવ્યા નથી ને ધુપેલ નખાવ્યુ નથી"

કાન્તા બહુ શરમાઇ ગઇ અને કોઇ ન દેખે તો સારૂ એમ તેના મનમા થઇ ગયું

"કાન્તા સાથે કોણ રમશે ?"

છોકરામાંથી કોઇએ હા પાડી નહિ કાન્તાનુ માથુ દુખતુ હતુ તેથી તે રમતમા ઘડી ઘડી ચિઢાતી હતી; અને ચિઢીયા છોકરાં સાથે કોણ રમે ? માની પેઠે પરી પણ બહુજ દિલગીર હતી એમ કાન્તા સમજી ગઇ

"મારી પાસે આવ" એમ કહી એક છોકરી પાસે પરીએ કાસકી–ધુપેલ ને ચાટલુ મ ગાવ્યુ કાસકી સોનાની હતી ધુપેલનો પ્યાલો રૂપાનો હતો અને ચાટલાનુ ઘર પાણીદાર મોતીનુ હતુ ઉપર રજ પણ ધુળ નહોતી. પરીએ ચાટલુ કાન્તાના હાથમા આપ્યુ, ચાટલામા મ્હો જોતા જ કાન્તા રોઇ પડી વાળ ઉપર હાથ ફેરવતા તે ચીકણા લાગ્યા–જૂઓ લદબદતી હતી, અને લટો શમરીના માળા જેવી થઈ ગઇ હતી

પરીએ કહ્યુ, "છાની રહે હુ માથુ ઓળીશ."

"ના, ના, કાસકી બગડશે દાતા ભાગી જશે વળી તમારા હાથ બગડશે એ જુદુ"

પરીએ કાસકી વગેરે મોકલાવી દીધુ અને કાકાકૌઆ ઓને બોલાવવાનો હુકમ કર્યો

કનુ અને કાન્તા ગદા હતા, તોપણ પરીને ભેટયા આ વેળા પરીને સ્હેજ પણ ડાઘ પડયો નહોતો પરી તેમને લઇ દરવાજા પાસે આવી બોરસલીના ઝાડે પણ નમીને બન્નેને વ્હાલથી બોલાવ્યા

ઝાપા બ્હાર પક્ષીઓ વાટ જોતા હતા અને કનુ ને કાન્તા આવ્યા કે તરતજ તેમને ઘેર લઇ ગયા ને પહેલા ની માફક પથારીમા સૂવાડી દીધા

સ્હવારે એમની માએ ઉઠાડયા ત્યારે એકદમ તેઓ ઉભા થયા, મ્હો ધોઈ નાખ્યુ અને એવા તો ચોકખા થઇ ગયા, કે નાસ્તો કરતી વખતે તેમને જોઇને તેમનો બાપ બહુજ રાજી થયો મા અને બાપને રાજી થતાં જોઇને છોકરા રાજી થયા આજે તો માતા સ્હવારમાં પ્રભાતિયા ગાતી હતી અને કામ કરતી હતી તે આનદી દેખાતી હતી, કારણ છોકરા પોતાની મેળે સ્વચ્છ થયા હતા અને સમજ્યા હતા કે ચોકખા થઇશુ તોજ સુખી થઈશુ

"કાન્તા! આવ, ત્હારૂ માથુ ચોળુ જો, પછી તુ કેવી સારી દેખાઈશ ?"

કનુએ આજે ન્હાતા જરી પણ આડાઇ કરી નહોતી કાન્તા માથુ ચોળાવવા ગઇ અને જરા પણ રોયા વિના માથુ ચોળાવ્યુ ને ઓળાવ્યુ



# દાડમજી.

એક ગામમા કેટલાક ઠગારા વસતા હતા તેઓ બીજા-ઓને ઠગવામાજ પોતાની મોટાઇ સમજતા એક વખત તેમની ટોળી એક જગ્યા પર ભેગી થઇ અને હવે કોને ઠગવો તેનો વિચાર બધા કરવા લાગ્યા ત્યા એક જણુ બોલી ઉઠયો "મારવો તો હાથી અને લુટવો તો ભડાર! હવે નાની નાની ઠગાઇઓથી તો ધરાઈ ગયા જો તમારી બધાની નજરમા આવતુ હોય તો એક ભારે તડાકો બતાવુ"

બધા બોલી ઉઠયા "બતાવો ભાઈ, બતાવો તમે તો દરેક વખતે એવી કાઈ સારી વાત લાવવાનાજ"

આ સાભળીને પેલો ઠગ ખુશી થઇને બોલ્યો "જુઓ આપણે કોઈ વખત અબાજી જતા સઘની ખબર લીધી નથી, તેથી સઘવી રાજાને ખોટુ લાગશે માટે ચાલો, આપણે આ વખતે એમની ખબર લઇ આવીએ"

બધા હસ્યા અને બોલ્યા "પણ, કેવી રીતે એટલા બધા માણુસોની સામે આપણે થઇ શકીશુ? ઘણા માણુસો

સામે હામ (હિમ્મત) ભીડવામા તો કાઈ યુક્તિ જોઇએ, તે કોઇને આવડે છે ?"

એકે કહ્યુ "મને કોઈ પણ વસ્તુની અદર મીણો (ઘેન) મૂકવાનો મત્ર આવડે છે"

બીજો માણસ બોલ્યો "મને એક રાતમા બધા શાક તૈયાર કરતા આવડે છે."

ત્રીજો બોલ્યો "હુ એક કલાકમા દાડમના છોડ તૈયાર કરી જાણુ છુ"

ચોથાએ કહ્યુ "હુ ચારે બાજુ પર ચાર કાકરા મૂકી પાણી છાટી મત્ર ભણુ છુ, ત્યારે ત્યા ઘણી સુશોભિત વાડ ઉત્પન્ન થાય છે"

તેમનો સરદાર ક્યારનો બધુ ગુપચુપ સાભળતો હતો, તે બોલ્યો "શાબાશ ! શાબાશ ! મારા શૂરવીરો ! ચાલો ત્યારે, આપણે તેને માટે જગ્યા જોઇને સઘળુ નકકી કરી રાખીએ"

પછી સર્વે ઉઠ્યા, બધુ નક્કી કર્યું અને છુટા પડી ગયા

× × × ×

આશરે એક મહિના પછી જાત્રાળુ લોકોનો સઘ જાત્રા જવા નીકળ્યો તે લોકો પોતાની હમેશની ઉતારો કરવાની જગ્યા પર આવી પહોચ્યા અને જોયુ તો ત્યા કોઈની દાડમની વાડી બનેલી હતી ! તેથી તેમને જગ્યા બદલવી

પડી વાડીથી થોડે દૂર તેઓએ પડાવ નાખ્યો

એક તરફ સઘળાઓને માટે રસોઇ બનવા લાગી કેટલાકો જોઇતો સામાન લેવા જુદે જુદે રસ્તે ગયા અને કેટલાક અહિ તહિ ફરવા લાગ્યા ફરતા ફરતા બે ત્રણ માણસો પેલી વાડી પાસે આવ્યા અને આવી સરસ તૈયાર થયેલી વાડીનો કોણ ધણી હશે એમ ધારી ચારે બાજુ જોવા લાગ્યા, પણ કોઇ દેખાયુ નહિ, તેથી ચોરી કરવા મન લલચાયુ લાકડી વડે છીંડુ પાડી સર્વે અંદર પેઠા, અને મઝેદાર તૈયાર થયેલા દાડમ તોડી એકઠા કરવા લાગ્યા

કેટલોક વખત આમ કર્યા પછી તેમને બીક લાગી કે રખેને વાડીનો ધણી આવે તો આટલા પણ પડાવી લે આમ ધારીને તેઓ નાસી ગયા ઉતારા પર જઈ બીજાઓને વાત કરી, તો સૌનુ મન પણ લાલચને વશ થઇ ગયુ અને બબ્બે ત્રણ ત્રણની ટોળીઓ બની ધીમે ધીમે દાડમ લઇ આવવા લાગ્યા થોડા વખતમા લગભગ બધી વાડી ખલાસ થઈ ગઈ પછી બધા મળીને દાડમનુ શરબત બનાવવા બેઠા

પણ સઘમા એક વૃદ્ધ માણસ હતો તેના મનમા શક પેઠો તેણે કહ્યુ "તમે શરબત પીશો નહિ કારણકે આપણી હમેશની જગ્યા જાણવા છતા તે સ્થળે દાડમ વાવ્યા છે ને વળી આવે દિવસે રખવાળ સરખો પણ રાખ્યો નથી તેથી એ બાબતમા મને તો કાંઇ ખૂરૂ ભાસે છે. વાવનારના મનમા

કાઇ પણ લુચ્ચાઇ હશે"

આમ તે વિચારાએ કહ્યુ, પણ બધાના મત એક, ત્યા નગારામા તૂતીનો અવાજ કોણ સાભળે? એક જણે જવાબ દીધો, "કાકા, તમારે ન ખાવુ હોય તો ન ખાશોને! તમારે બીજાની શી પચાત?" અને મનમા બબડયો "ડોસો બહુ ડાહ્યલો છે તો!"

આવો જવાબ મળવાથી તે માણુસ કઈ બોલ્યો નહિ જમ્યા પછી સર્વેએ શરબત પીધુ, પણ પેલા ડોસાએ પીધુ નહિ થોડીવારે સૌને એવુ ઘેન ચઢવા માડયુ કે સૌ જ્યા ઉભા હતા ત્યાજ સૂઇ ગયા નાના મોટા કોઇમા ભેદ રહ્યો નહિ પેલા ભલા ડોસાએ વિચાર્યુ કે આનુ પરિણામ કાઈ પણ ખોટુ તો આવશેજ, માટે જે થાય તે હવે મુગે મોઢે જોવુ એવો નિશ્ચય કરી તે પણ બધાની સાથે ઘેનનો ડોળ કરીને સૂઈ ગયો

મધરાત થઇ એટલે કેટલીક મશાલોના અજવાળા જણાયા અને પેલા ઠગો ત્યા આવીને ઉભા તેઓનો સરદાર આગળ આવ્યો અને સાથીઓને પૂછ્યુ "તમે મારા કહેવા પ્રમાણે મોટો ખાડો ખોદી રાખ્યો છે?"

પેલાઓએ જવાબ દીધો, "હા જી"

પછી એક જાદુવાળો બોલ્યો,—"હવે જુઓ, મારો ઇલમ આપણે જરાયે મહેનત કર્યા શિવાય બધુ કામ કરાવી શકીશુ" એમ કહી તેણે પોતાના ગજવામાથી

થોડા અડદના દાણા કાઢ્યા અને ત્યા સૂતેલાઓ પર નાખ્યા આ બધુ પેલો માણસ સૂતો સૂતો સાભળ્યા ને જોયા કરતો હતો.

પછી પેલા જાદુગરે ઘાટો પાડીને કહ્યુ "દાડમજી!"

તુરત બધા સૂતેલાઓએ "જી" એવો શબ્દ કર્યો

સરદારે કહ્યુ, "તમે બધા ઉભા થાવ"

તુરત બધા ઉભા થયા

"હવે તમે બધાએ પહેરેલા દાગીનાનો અહિ ઢગલો કરી દો"

બધાએ તે પ્રમાણે કર્યું આપણા પેલા ભલા માણસે પણ તેમ કર્યું

"હવે બધા એકેક ધોતીયુ રાખીને તમારા બીજા કપડા અહિ નાખી જાવ"

બધાએ કપડા કાઢી આપ્યા વળી સરદારે કહ્યુ, "દાડમજી!"

પ્રત્યુત્તર મળ્યો, "જી"

"હવે બધા મારી પાછળ ચાલો"

સડસડાટ કરતું ઝપાટાબધ બધું સરઘસ સરદારની પાછળ ચાલ્યુ

થોડે દૂર ગયા પછી એક કુવો આવ્યો ત્યા ઉભા રહી સરદારે કહ્યુ, "દાડમજી"

"જી"

"બધા ઉભા રહી જાવ અને એકેક કુવામા પડવા માડો"

આમ એણે કહ્યુ કે તુરત તે ઉઘના ઝાડ એક પછી એક અદર કુદી પડવા લાગ્યા

હવે પેલા માણસના ગભરાટનો પાર રહ્યો નહિ પણ તેણે હિમ્મત છોડી નહિ જેમ જેમ આગળના માણસો પડે અને એનો વારો આવે તેમ તેમ તે પાછળ ખસતો જાય રાત્રિના અધારામા અને મળેલી દોલતના આનદમા સરદાર આ જોઇ શક્યો નહિ, છતા પણ છેવટે ભલાનો વારો આવ્યો હવે ખાડો લગભગ ભરાઇ ગયો હતો ભલો અદર પડયો એટલે સરદારે હાથ નીચેના માણસોને ખાડો પૂરવા કહી અમુક જગ્યા પર આવવાનુ કહ્યુ, ને તે ચાલતો થયો

થોડી ધૂળ નાખ્યા પછી એક જણે કહ્યુ,—"રહેવા દેને બેવકુફ! આમાથી તે કોણુ એનો બાપ નીકળવાનો હતો? સરદાર સાહેબમા પણ કયા અક્કલ બળી છે? નહિ તો આવા ખાડા પૂરાવે?"

બીજાએ કહ્યુ, "આપણે પણ થાકી મુવા"

પ્હેલો બોલ્યો "ચાલ ચાલ યાર, ભાગ પાડવામાં મોડુ થાય છે"

બીજો કહે "હા, દોસ્ત, ચાલ, મ્હારાથી પણ આવી મહેનત થતી નથી"

એમ કહી બન્ને ચાલ્યા ગયા તેઓના ગયા પછી ભલાએ ઇશ્વરનો ઉપકાર માન્યો અને થોડીવારે બહાર નીકળ્યો સરદાર જે શબ્દો બોલતો હતો તે મ્હોડેથી બોલવા લાગ્યો અને આસપાસના ઝાડોના વેલા એકઠા કરવા લાગ્યો થોડી વારમા તેણે ઘણા વેલા એકઠા કર્યા અને તેનુ એક દોરડુ બનાવ્યુ ને કુવામા મૂકયુ, પછી તે સરદારની માફક બોલ્યો, "દાડમજી !"

અંદરથી જવાબ મળ્યો "જી"

"આ દોરડુ ઝાલીને બધા ઉપર આવો" એકે એકે દરેક જણે ઉપર આવવા માડયુ થોડા જે નીચે હતા તે મરણ પામ્યા હતા તે શિવાય બધા ઉપર આવ્યા

સવાર થવાને થોડીજ વાર હતી ભલાએ વિચાર કર્યો, હવે અહિ વધારે રોકાવુ તે ઠીક નહિ તેથી તેણે બધાને કહ્યુ, "દાડમજી !"

"જી"

"બધા મારી પાછળ આવો"

"બધાને લઈ તે પાસેના ગામની ધર્મશાળામા ગયો ત્યા તેણે ધર્મશાળાવાળાને બધી હકીકત કહી, એક અલાહેદો ઓરડો માગી લીધો પછી બધાને સૂવાડયા બધાને માટે ને પોતાને માટે કપડા લઈ આવ્યો પછી એ ગામના ઉપરીને જઈને મળ્યો અને બધી હકીકત કહી તથા પેલા ઠગારાનુ રહેઠાણ પણ કહ્યુ

તુરત સિપાઇઓ દોડાવવામા આવ્યા ઠગ લોક હજી ત્યાજ ભાગ પાડવાને બેઠેલા હતા તેમને એકદમ કેદ કર્યા અને ઉપરી પાસે રજુ કર્યા ઉપરીએ ઠગના સરદાર પાસે બધાને શુદ્ધિ (ભાન) આવે એવો મત્ર ભણાવ્યો અને બધા શુદ્ધિમા આવ્યા તેમણે બધાએ ભલાનો ઉપકાર માન્યો અને જેણે તિરસ્કાર કરી અપમાન કર્યું હતુ તે તો ઘણોજ લજવાઇ ગયો ઠગારાઓને દેશનિકાલની સજા થઇ. સઘના લોકે પ્રતિજ્ઞા લીધી કે હવેથી "પારકો માલ તફડાવી જવાની દાનત કરવી નહિ"

પછી સૌ સૌને ઘેર ગયા

